# નવીન વ્યાકરણ

## ભાગ ૧લો

પ્રાથમિક શાળાના ચોથા ધોરણ માટે

લેખક તથા પ્રકાશક
મૂળચંદભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ;
હેડમાસ્તર, પ્રે. રૂ. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૩જી    સને ૧૯૩૦    પ્રત ૩,૦૦૦

અમદાવાદ—શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
એસ. બી. શાહની કું.
પાનકોર નાકા—અમદાવાદ

***

કિંમત ત્રણ આના

# નવીન વ્યાકરણ

## ભાગ ૧લો

પ્રાથમિક શાળાના ચોથા ધોરણ માટે

લેખક તથા પ્રકાશક
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ;
હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૩જી સને ૧૯૩૦ પ્રત ૩,૦૦૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
એસ. બી. શાહની કું.
પાનકોર નાકા—અમદાવાદ

*
*
*

કિંમત ત્રણ આના

# અર્પણપત્રિકા

શ્રીયુત કૃષ્ણલાલ સુરજરામ વકીલ,

એમ. ઈડી.

એજ્યુકેશનલ ઈન્સ્પેકટર, દક્ષિણ વિભાગ,

ધારવાડ.

આપે મને ટ્રેનિંગ સંસ્થાઓમાં કેળવણી સંબંધી જ્ઞાન
મેળવવાની અને અખતરા કરવાની જે તક, સરળતા,
અને ઉત્તેજન આપ્યાં હતાં, તે ઋણ કંઈક
દરજ્જે અદા કરવાનો આ પ્રસંગ લઈ
'નવીન વ્યાકરણ' નામનું આ
પુસ્તક આપને હું સપ્રેમ
અર્પણ કરૂં
છું.

લિ.

મૂ. હી. ચોકસી

# ઉપોદ્ઘાત.

પ્રાથમિક શાળામાં ગણિત અને વ્યાકરણ એ બે વિષયો વિદ્યાર્થીને અઘરા લાગે છે. શિક્ષકવર્ગને પણ એ બંને વિષયો રસિક રીતે વિદ્યાર્થી સમક્ષ રજુ કરવાની કેટલીક મુશ્કેલી નડે છે; કારણ કે અમૂર્ત બાબતનો સ્પષ્ટ ખ્યાલ તેમને સહેલાઈથી મગજમાં આવી શકતો નથી. આ કારણને લીધે વ્યાકરણના વિષય ઉપર જોઈએ તેવું ધ્યાન આપવામાં આવતું નથી, અને તે વિષય કાચો રહી જાય છે. આ ઉપરાંત વ્યાકરણશિક્ષણથી બુદ્ધિની સૂક્ષ્મતા તથા સુરેખ વિચાર કરવાની શક્તિ વિદ્યાર્થીનામાં આવવી જોઈએ, તેવી માનસિક તાલીમ તેમને મળતી નથી. આ બાબત લક્ષમાં રાખી આ વ્યાકરણની યોજના વૈયાકરણ તરીકે નહિ, પણ શિક્ષકની દૃષ્ટિથી ઘડવામાં આવી છે. વ્યાકરણ જેવા વિષય માટે શિક્ષણશાસ્ત્રનો એક ઉપયોગી નિયમ એ છે, કે "દૃષ્ટાંત ઉપરથી નિયમ ઉપર અને નિયમ ઉપરથી દૃષ્ટાંત ઉપર જવું" કે જેથી બાળકો વ્યાકરણ સરળ રીતે-કુદરતી રીતે સમજી શકે. આ પહેલા ભાગમાં આ દૃષ્ટિથી દરેક પદનું નિરૂપણ કરવામાં આવ્યું છે, તે વાચક સહજ જોઈ શકશે. બીજા ભાગમાં પાંચમા અને છઠ્ઠા ધોરણ માટે પણ આજ શૈલીથી વ્યાકરણનાં જુદાં જુદાં પદનું નિરૂપણ વિશેષ હકીકત સાથે કરવામાં આવશે, અને ત્રીજા ભાગમાં જરા શાસ્ત્રીય રીતે વધારે બીના સાથે આ વિષયનું કેન્દ્રાનુસાર પદ્ધતિ મુજબ નિરૂપણ કરવામાં આવશે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ.
તા. ૧૬-૯-૩૦

મૂળજીભાઈ હીરાલાલ ચોકસી

# અનુક્રમણિકા

---



---

# નવીન વ્યાકરણ

## ભાગ ૧ લો

### પાઠ ૧ લો

#### વાક્યવિચાર

૧. આપણે જ્યારે બોલીએ છીએ, ત્યારે અમુક વિચાર શબ્દોથી જણાવીએ છીએ. જે શબ્દોનો આપણે ઉપયોગ કરીએ છીએ, તે એક અથવા વધારે હોય છે.

(अ) ૧. ખેતર ઘાસ
૨. ગાય ઝાડ
૩. ચોપડી ઘર છગનની
૪. પતંગ છાપરું
૫. નિશાળ છોકરો

ઉપર પ્રમાણે જે શબ્દો મૂક્યા છે, તેમને આમ સાથે મૂકવાથી કંઈ અર્થ થતો નથી; કારણ કે તે શબ્દોથી તેના છુટા અર્થ ઉપરાંત કંઈ વિશેષ સમજાતું નથી; હવે તેજ શબ્દોને સંબંધપૂર્વક ગોઠવવાથી કંઈક અર્થ સમજાય છે.

| (अ) | (ब) |
|---|---|
| ૧. ખેતર ઘાસ | ૧. ખેતરમાં ઘાસ |
| ૨. ગાય ઝાડ | ૨. ગાય ઝાડ નીચે |
| ૩. ચોપડી ઘર છગનની | ૩. છગનની ચોપડી ઘરમાં |
| ૪. પતંગ છાપરું | ૪. પતંગ છાપરા ઉપર |
| નિશાળ છોકરો | ૫. નિશાળેથી છોકરો |

'ખેતર ઘાસ' એ શબ્દોથી કંઈ સમજાતું નથી, પણ તેના કરતાં 'ખેતરમાં ઘાસ' એ શબ્દોથી આપણે કંઈક સમજીએ

છીએ. તેવીજ રીતે 'ગાય ઝાડ' થી કંઈ સમજાતું નથી, પણ તેના કરતાં 'ગાય ઝાડ નીચે' એ શબ્દોથી વધારે સમજાય છે. તેજ પ્રમાણે બીજા શબ્દો છે. **अ** ખાનામાં પદાર્થ કે પ્રાણીનાં માત્ર નામ સમજાય છે, પણ બંને વચ્ચે સંબંધ શો છે તે સમજાતું નથી. **ब** ખાનામાંના શબ્દોથી વધારે અર્થ સમજાય છે એ ખરૂં, પણ તેનો પુરેપુરો અર્થ સમજાતો નથી; કારણકે 'ખેતરમાં ઘાસ' એ શબ્દોથી 'ઘાસ' ખેતરમાં છે કે નહિ તે આપણે જાણતા નથી. તેમજ 'ગાય' ઝાડ નીચે શું કરે છે તે પણ સમજાતું નથી. આવી રીતે 'છગનની ચોપડી ઘરમાં' પતંગ છાપરા ઉપર' 'નિશાળેથી છોકરો' એ શબ્દોના અર્થ પુરા સમજાતા નથી, તેથી તેને **શબ્દસમૂહ** કહે છે; પણ જ્યારે નીચે પ્રમાણે તે શબ્દોમાં કંઈક ઉમેરો કરવામાં આવે છે, ત્યારે તેમનો અર્થ બરાબર સમજાય છે; કારણ કે તેમાંથી પુરેપુરો અર્થ નીકળે છે, અને તે પુરો કરવા કંઈ વધારે કહેવાનું રહેતું નથી.

| (ब) | (क) |
|---|---|
| ૧. ખેતરમાં ઘાસ | ૧. ખેતરમાં ઘાસ છે. |
| ૨. ગાય ઝાડ નીચે | ૨. ગાય ઝાડ નીચે **બેઠી છે.** |
| ૩. છગનની ચોપડી ઘરમાં | ૩. છગનની ચોપડી ઘરમાં **હતી.** |
| ૪. પતંગ છાપરા ઉપર | ૪. પતંગ છાપરા ઉપર **પડયો.** |
| ૫. નિશાળેથી છોકરો | ૫. નિશાળેથી છોકરો **ઘેર ગયો.** |

**क** ખાનાના આવા શબ્દસમૂહને વાકય ગણે છે. કેટલીક વખત એકાદ શબ્દથી પણ પુરો અર્થ સમજાય છે. દા. દોડો, લખો, જાઓ, આવજો, જુઓ, બેસો વગેરે. જ્યારે એક કે વધારે શબ્દોથી બોલનારનો વિચાર પુરો સમજાય છે, ત્યારે તે **વાકય** કહેવાય છે; પણ જો તેનો અર્થ અધુરો સમજાય તો તેને **શબ્દસમૂહ** કહે છે.+

૨. નીચેના શબ્દો વાપરી એકેક વાકય બનાવો:—

**(अ)** ઉડે છે, હતો, ચકલી, તમે, તાપ, રમ્યો, ખાતો, છોકરી, બળદ, તે પોપટ, પત્થર, હું, છોડ, મરઘી, લીધું, જુએ છે, ચોપડી, જાય છે, હસ્યો, તું, રમણ, પડયું, ઊડયું, જામફળ.

---

+શબ્દસમૂહમાં એકથી વધારે શબ્દો હોય છે. જે શબ્દો વાકયમાં વપરાયા હોય છે, તેમાંના દરેકને **પદ** કહેવામાં આવે છે.

(ખ) શબ્દસમૂહના બાર દાખલા આપો.

૩. નીચેના લખાણુમાંથી **વાકય** કે **શબ્દસમૂહ** હોય તે બતાવો:—

(૧) છોકરો ખાય છે. (૨) ચાર વાગે. (૩) ઊડતું પક્ષી. (૪) મેજ પડયું છે. (૫) ખડીઆમાં કલમ. (૬) આકાશના તારા. (૭) ઘોડો દોડતો હતો. (૮) તે ખૂબ રમ્યો. (૯) નીચે બેસો. (૧૦) તમે શું બોલો છો? (૧૧) દાદર ઉપરથી. (૧૨) મગન કાગળ લખે છે. (૧૩) કોયલ કેવું ટહુકે છે? (૧૪) ભોંય ઉપર પડેલું. (૧૫) વરસાદ વરસી રહ્યો. (૧૬) રસ્તામાં જતાં. (૧૭) પવન વાય છે. (૧૮) પાંચ વાગે. (૧૯) છગન રમીને. (૨૦) કામ કરીને તે થાકી ગયો. (૨૧) ટાઢ સખત પડે છે. (૨૨) મારાથી આ લખાશે નહિ. (૨૩) એકદમ દોડ. (૨૪) તમે કેમ આવ્યા છો? (૨૫) હવે પાઠ વાંચો. (૨૬) બેસી રહેવું. (૨૭) ફરીથી કનુ બોલ્યો. (૨૮) શું તમે ગામ ગયા હતા? (૨૯) આંબા ઉપરની કેરી. (૩૦) તેણે હીંચકા ખાધા.

૪. નીચેના શબ્દો વાપરી વાકય બનાવો:—

(૧) બળદ અને ઘાસ. (૨) પોપટ અને પાંજરૂં, (૩) આંબો અને કેરી, (૪) ગાય અને દૂધ. (૫) છોકરો અને ચોપડી. (૬) બગીચો અને ફળ. (૭) ખેતર અને બાજરી, (૮) શિક્ષક અને ખુરસી, (૯) મગન અને પતંગ, (૧૦) દરજી અને લુગડાં, (૧૧) રસ્તામાં, (૧૨) પડેલું હતું, (૧૩) ધીમેથી, (૧૪) ઉંચે આકાશમાં, (૧૫) ઘર આગળ, (૧૬) બજારમાંથી, (૧૭) માથા ઉપર, (૧૮) ચાલતાં ચાલતાં, (૧૯) બજાર અને કપડાં, (૨૦) સુથાર અને મેજ, (૨૧) વરસાદ અને વીજળી, (૨૨) જંગલ અને વાઘ, (૨૩) કામથી તે, (૨૪) વાજાં, વાગવાથી, છોકરૂં, (૨૫) ઝાડ અને પવન, (૨૬) શિઆળામાં ઘણી ટાઢ, (૨૭) સૂતેલો સિંહ, (૨૮) ખેતર અને શિઆળ, (૨૯) ભેંસ અને ઘાસ, (૩૦) છાપરા ઉપર.

---

# પાઠ ૨ જો

## ક્રિયાપદ

૧. વાકય એ શું છે તે હવે તમને સમજાયું હશે; પણ તે બરાબર સમજવા માટે તો તેમાં આવતા શબ્દો એક બીજા જોડે કેવો સંબંધ ધરાવે છે તે, એટલે તેના જુદા જુદા ભાગ જાણવાની જરૂર છે.

(૧) પોપટ **ઊડે છે.** (૨) છોકરૂં **રડે છે.** (૩) કાશી **ગાય છે.** (૪) શિક્ષક **બોલે છે.** (૫) પવન **વાય છે.**

આ પાંચ વાકયો છે. તે દરેકમાં બે પદ (શબ્દો) છે. 'પોપટ ઊડે છે' તેમાં 'પોપટ' શું કરે છે તે 'ઊડે છે' શબ્દથી જણાય છે. 'છોકરૂં રડે છે' તેમાં 'રડવાનું' 'રડે છે' શબ્દથી સમજાય છે. તેવીજ રીતે 'ગાય છે,' 'બોલે છે,' 'વાય છે,' એ શબ્દોથી 'ગાવાની,' 'બોલવાની' અને 'વાવાની' ક્રિયા માલમ પડે છે; માટે તે ઉપરથી આપણને એમ સમજાય છે, કે **આ પદો ક્રિયા બતાવે છે.**

૨. (૧) શાંતિ રસ્તે જતાં જતાં, (૨) નોકર દોડીને, (૩) છોકરો પાણીમાં તરતા, (૪) તે ઉભો થઈને; આવા શબ્દસમૂહો વાકયો નથી, એ બાબત પહેલાં તમે શીખી ગયા છો; કારણ કે તે શબ્દો વડે પુરો અર્થ સમજાતો નથી. 'જતાં જતાં' શું થયું તે પહેલા શબ્દ-સમૂહથી સમજાતું નથી. તેજ પ્રમાણે 'દોડીને,' 'તરતાં,' 'ઉભો થઈને' એ શબ્દોથી પુરો અર્થ સમજાતો નથી. જો કે તેમાં 'જવાની,' 'દોડવાની,' 'તરવાની,' અને 'ઉભા રહેવાની' ક્રિયા થાય છે, પણ તે અધુરી હોવાથી તેને ક્રિયાપદ કહેવાય નહિ. ત્યારે આ ઉપરથી હવે સમજાશે, કે જે શબ્દ ફક્ત ક્રિયા બતાવનાર એટલે અધુરી ક્રિયા બતાવનાર હોય, તો તે શબ્દને ક્રિયાપદ કહેવાય નહિ; પણ **જે પદ ક્રિયા બતાવે, અને જેમાંથી અર્થ પુરો નીકળે, તે ક્રિયાપદ કહેવાય છે.**

| | |
|---|---|
| ૧. શાંતિ રસ્તામાં જતાં જતાં | ૧. શાંતિ રસ્તામાં જતાં જતાં **પડી ગયો.** |
| ૨. નોકર દોડીને | ૨. નોકર દોડીને **આવ્યો.** |
| ૩. છોકરો પાણીમાં તરતાં | ૩. છોકરાં પાણીમાં તરતાં **ડૂબી ગયો.** |
| ૪. તે ઉભો થઈને | ૪. તે ઉભો થઈને **વાંચે છે.** |

ઉપર પ્રમાણે મોટા અક્ષરવાળા શબ્દોથી ક્રિયા પુરી થાય છે, અને નાના અક્ષરવાળા શબ્દોનો અર્થ બરાબર સમજાય છે, તેથી તે **વાક્ય** કહેવાય છે.

**૩.** એક શબ્દનું પણ વાક્ય હોય છે, એ બાબત અગાઉ તમે શીખી ગયા છો. દા. આવજો, બેસો, ખાઓ, ઊઠો, લાવો. જો કે આમાં એક પદ છે, પણ તે વાક્ય છે, કારણ કે તેમાં 'તમે' એ અધ્યાહાર (છે એમ સમજવાનું) રાખી એકલા ક્રિયાપદથી તેનો અર્થ સમજી શકાય છે. વળી તે પદ ક્રિયાપદ છે. હવે આ ઉપરથી ચોકખું સમજાશે કે કોઈ પણ વાક્ય ક્રિયાપદ વગર થઈ શકે નહિ. ત્યારે દરેક વાક્યમાં ઓછામાં ઓછાં બે પદ તો હોવાંજ જોઈએ. એક ક્રિયા કરનાર, અને બીજું ક્રિયા બતાવનાર. 'બેસો,' 'ખાઓ,' 'લાવો,' એ ક્રિયાપદની સાથે 'તમે' પદ અધ્યાહાર ( છે એમ સમજવાનું ) હોવાથી તે પદ જો કે એકલું છે, તોપણ વાક્ય તરીકે ગણાય છે. વાક્યમાં કર્તા એટલે ક્રિયા કરનાર પદ અધ્યાહાર રહી શકે, પણ ક્રિયાપદ વગર તો ચાલેજ નહિ, તેથી વાક્યમાં ક્રિયાપદ એ ઘણું જરૂરનું પદ છે; કારણ કે તે વગર વાક્ય થઈ શકતું નથી.

**૪.** નીચેનાં વાક્યોમાંથી **ક્રિયાપદ** શોધી કાઢો:—

(૧) ચોપડી પડી છે. (૨) સૂર્ય ઊગ્યો, (૩) કુતરો ભસે છે. (૪) તમે ખાઓ છો? (૫) છોકરી ગાય છે. (૬) તેણે દૂધ પીધું. (૭) ઘડિઆળ બંધ પડી છે. (૮) કીડી દાણો લઈ ગઈ. (૯) કાગડો કા કા કરે છે. (૧૦) સુંદર ફૂલ કરમાઈ ગયું. (૧૧) ઘી ઢળી ગયું. (૧૨) મોહન સૂઈ ગયો. (૧૩) ખેડુત ઝાડ કાપે છે. (૧૪) બળદ

ખેતરમાંથી આવે છે. (૧૫) તેણે મને પૈસો આપ્યો. (૧૬) હમણાં બંદુક ફૂટી. (૧૭) વરસાદથી ઘર પડયું. (૧૮) આકાશ રાતું દેખાય છે. (૧૯) મેં તેને વાત કહી. (૨૦) વાત સાંભળીને તે બોલી ઊઠયો. (૨૧) નદીમાં પૂર આવ્યું છે. (૨૨) તમે કયાં જાઓ છો ? (૨૩) હજુ તે માંદો છે. (૨૪) મોર ટહુકા કરતો હતો. (૨૫) બગીચો ઉજ્જડ લાગે છે. (૨૬) હું હવે લખી રહ્યો. (૨૭) કામથી તે ખૂશ થયો. (૨૮) તેણે ટોપી લીધી. (૨૯) વિનુ નિશાળે ગયો હશે. (૩૦) તે બહુ બોલતો નથી.

૫. નીચેની ખાલી જગામાં **ક્રિયાપદ** મૂકી વાકય બનાવોઃ—

(૧) નિશાળ——(૨) બગીચો——(૩) ચંદ્રમા——(૪) ભિખારી——(૫) મરઘી——(૬) કલમ——(૭) મોગરાનું ફૂલ ——(૮) છોકરાની લાકડી——(૯) કેટલાંક માણસ——(૧૦) તેની ખુરસી——(૧૧) મારો કોટ——(૧૨) કાંતિની ચોપડી ——(૧૩) લાલ ઘોડો——(૧૪) દીવાનું અજવાળું——(૧૫) જંગલમાં વાઘ——(૧૬) છગન અને મગન——(૧૭) બાર રૂપીઆ ——(૧૮) આંબા ઉપરની કેરી——(૧૯) મારી ચોપડી—— (૨૦) રાજાનો કુતરો——(૨૧) ઝાડ ઉપરનાં ફૂલ——(૨૨) મંદિરમાં તે ——(૨૩) છોકરો રમવા——(૨૪) બહુ કહેવું——(૨૫) લશ્કરનો સિપાઈ——(૨૬) શેઠ ગરીબને——(૨૭) વરસાદથી ઘર ——(૨૮) તે હીંચકા ઉપર——(૨૯) હું——(૩૦) કામ——

૬. નીચેનાં વાકયોમાંથી **ક્રિયાપદ** શોધી કાઢોઃ—

(અ) ૧. આપણે દાળ અને શાકભાજી ખાઈએ છીએ.
૨. તે બાઈને પોતાની ભૂલ માલમ પડી.
૩. તેણે પેલા પાડોશીનો ઉપકાર માન્યો
૪. પહેલાં તો ખેડુતે કપાસ વાવ્યો હશે.
૫. પેલાં વાસણો તેં હારબંધ ગોઠવી કાઢયાં છે.
૬. ઊંટની જમણી આંખ ફૂટેલી છે.

૭. તેની બીજી મેર ઘઉં લાધ્યા છે.
૮. હીંડો, મને તે દેખાડો,
૯. એ બધું ડહાપણ તો જાણ્યું.
૧૦. રસ્તે ચાલતાં મેં ઊંટનાં પગલાં જોયાં.
૧૧. ત્યાં માણસનાં પગલાં પડેલાં ન હતાં.
૧૨. તે એક આંખે કાણું હશે.
૧૩. તેણે પાંદડાં કરડયાં હશે.
૧૪. સુવાકયથી સ્નેહ સદૈવ વાધે;
કુવાકયથી કલેશ હમેશ લાધે;
અરે, કશો એક વિવેક આણી,
વિચારીને યાર, ઉચાર વાણી.

(ખ) જંગલમાં એક સિંહ સૂતો હતો. એક ઉંદરડી તેના દરમાંથી નીકળી, અને તેના શરીર ઉપર દોડવા લાગી. સિંહ જાગ્યો અને તેણે ઉંદરડીને પકડી. તેણે તેને મારવાનો વિચાર કર્યો. તેણે કહ્યું, કે તમે મને મારશો નહિ; હું તમને કોઈ દિવસ મદદ કરીશ. થોડા દિવસ પછી સિંહ જાળમાં પકડાયો. તેણે બહુ બરાડા પાડયા, તેથી ઉંદરડી દોડી આવી. તેણે જાળ કાપી નાખી, અને સિંહને છુટો કર્યો.

---

## પાઠ ૩ જો

---

### નામ

૧. 'પક્ષી ઊડે છે.' એ વાકયમાં 'ઊડે છે' ક્રિયાપદ છે, કારણ કે તે 'ઊડવાની' ક્રિયા બતાવે છે; અને 'પક્ષી એ ક્રિયા કરનાર છે, તેથી તેને **કર્તા** કહે છે. દરેક વાકયમાં કર્તા તો હોવો જોઈએ. ઘણાં વાકયોમાં તે સ્પષ્ટ જણાઈ આવે છે, પણ કોઈ કોઈ વાકયમાં તે ચોકખો માલમ પડતો નથી. દા. 'વાંચ.' એ વાકય છે. તેમાં 'વાંચ' એ ક્રિયાપદ છે, પણ તેમાં 'તું' એ પદ સમજી લેવાનું છે; પરંતુ તેનો

પુરો અર્થ સમજાય છે એટલે તે વાક્ય ગણાય છે. આ બાબત બીજા પાઠમાં સમજાવવામાં આવી છે. હવે વાક્યમાં જે કર્તા હોય છે, તે શોધી કાઢવા માટે ક્રિયાપદને 'કોણે'થી સવાલ કરવામાં આવે તો તે જણાઈ આવે છે. 'તે ઊંઘી ગયો' એ વાક્યમાં 'કોણ ઊંઘી ગયો'? એમ પ્રશ્ન કરવાથી 'તે' ઊંઘવાની ક્રિયા કરનાર છે, એટલે 'તે' કર્તા છે એમ માલમ પડે છે. તેવી રીતે 'તું રોટલી ખા.' એમાં 'કોણ રોટલી ખાય'? એમ પૂછવાથી 'તું' કર્તા છે એમ સમજાય છે.

૨. નીચેનાં વાક્યોમાંથી **કર્તા** શોધી કાઢોઃ—

(૧) ભમરો ગણગણાટ કરે છે. (૨) કુતરો રોટલો ખાય છે.(૩) કુસુમ બહુ રમે છે. (૪) તેણે પાણી પીધું. (૫) ડાહ્યો છોકરો કહ્યું કરે છે. (૬) બિલાડી ઉંદર પકડવા દોડી. (૭) માળી ફૂલ વીણે છે. (૮) સુથાર રંદો ફેરવે છે. (૯) આકાશમાં તારા ઝગઝગે છે. (૧૦) નદીનું પાણી વહ્યું જાય છે. (૧૧) ખાબોચીઆમાં પાણી થોડું છે. (૧૨) મેળા વખતે લોકો એકઠા થયા. (૧૩) થોડી વાર પછી મહેતાજી બોલ્યા. (૧૪) તે નઠારા છંદમાં પડયો. (૧૫) છગન પ્રમાણિક હતો. (૧૬) ઈશ્વર સઘળું જુએ છે. (૧૭) આકાશ ભુરૂં દેખાય છે. (૧૮) આકાશમાં અસંખ્ય તારા નજરે પડે છે. (૧૯) લુટારાએ ત્રણ પથરા લીધા. (૨૦) આવું ભારે દુઃખ તેને પડયું. (૨૧) શેઠ ઘણા ખુશ થયા. (૨૨) એક વૃદ્ધ ડોસો મળવા આવ્યો. (૨૩) પછી તેનો વારો આવ્યો. (૨૪) હું કંઈ જાણતો નથી. (૨૫) પાદશાહે બીરબલને પૂછ્યું. (૨૬) પાદશાહ તો સડ થઈ ગયો. (૨૭) તેણે મનમાં વિચાર્યું. (૨૮) પાદશાહે હુકમ રદ કર્યો. (૨૯) અકબરે બીરબલને શાબાશી આપી. (૩૦) તમે આ સવાલ પૂછ્યા હતા.

૩. નીચેના શબ્દસમૂહોમાં **કર્તા** મૂકોઃ—

(૧)——કેરી ખાધી. (૨)——ચીં ચીં કરે છે. (૩)—— ગરમ છે. (૪)——રૂપીઓ આપ્યો. (૫)——ઉપયોગી જનાવર છે. (૬)——સુંદર શહેર છે. (૭)——જંગલમાં હરણનો શિકાર કર્યો. (૮)——બહુ રમે છે. (૯)——કેવું સરસ ગાય છે ? (૧૦)——

લાકડાની થાય છે. (૧૧)——જોરથી વહે છે. (૧૨)——માંદી પડી (૧૪)——સખત પડે છે. (૧૪)——ખાટું છે. (૧૫)——સારૂં છે. (૧૬)——મદદ કરો. (૧૭)——ધીમે ખાઓ. (૧૮)——ઉત્તરાયણમાં ઊડે છે. (૧૯) દુકાળમાં——મરે છે. (૨૦) મારી——ફાટી ગઈ. (૨૧) તેની——પડી. (૨૨) મોટું——નદી પર છે. (૨૩) આ——બોલે છે. (૨૪)——વનનો રાજા છે. (૨૫)——કયાં ગયા હતા? (૨૬)——સુખી થયા. (૨૭)——હમણાં ભસે છે. (૨૮) બાગમાં——થાય છે (૨૯)——આકાશમાં ઝગઝગે છે. (૩૦)——ઉતાવળથી દોડયો.

**૪.** હવે તમે વાકયના બે મુખ્ય ભાગ કે પદ કર્તા અને ક્રિયાપદ છે એ વિષે શીખી ગયા; પણ વાકયમાં જે કર્તા હોય છે તેનું બીજું કંઈક નામ પાડેલું હોય છે. જે જે વસ્તુને આપણે જોઈએ છીએ, સાંભળીએ છીએ, અડકડીએ છીએ, તથા જેનો મનમાં વિચાર કરીએ છીએ, તે બધાનાં **નામ** હોય છે. 'પક્ષી ઊડે છે' એ વાકયમાં 'પક્ષી' કર્તા છે, અને તેને **નામ** પણ કહે છે. આ પ્રમાણે ક્રિયાપદના જુદા જુદા કર્તાને અમુક નામથી ઓળખવામાં આવે છે.

તમારા વર્ગમાં જે વસ્તુઓ હોય તેનાં **નામ** આપો. દા. મેજ, ખુરસી, પાટીઉં, ચોપડી, સ્લેટ, ચાક, નકશો, કાગળ, વગેરે.

જે ઝાડ તમે જોયાં હોય તેનાં **નામ** આપો. દા. પીપળો, વડ, લીમડો, આમલી, રાયણ, વગેરે.

તમારા વર્ગના છોકરાનાં **નામ** આપો. દા. કાંતિ, જેશંકર, મોહન, ચતુરભાઈ, હરમાનભાઈ, વગેરે.

જે જે પ્રાણી તમે જોયાં હોય તેનાં **નામ** ગણાવો. દા. બકરી, ગાય, ભેંસ, ઘોડો, ઊંટ, હાથી, વગેરે.

જે જે પક્ષી તમે જોયાં હોય તેનાં **નામ** બોલો. દા. ચકલી, પોપટ, કાબર, કબુતર, કાગડો, વગેરે.

તમે ગુજરાતનાં મોટાં શહેરોનાં **નામ** બોલો. દા. અમદાવાદ, વડોદરા, સુરત, ભરૂચ, નડિઆદ, ગોધરા, વીરમગામ, વગેરે.

આ જે બધાં **પદાર્થ** અને **પ્રાણીનાં નામ** તમે બોલ્યા, તે **આંખથી** જોઈ શકાય છે; પણ **કાન, ચામડી, જીભ,** અને **નાકથી** કેટલીક બાબતનું જ્ઞાન આપણને થાય છે. દા. ઘાંટો, ગડગડાટ, બૂમ રણકો, એ કાનથી સંભળાય એવાં **નામ** છે. ટાઢ, તાપ, ગરમી, ઠંડક, ઉકળાટ, કઠિનતા, સુંવાળાશ, આ નામનું ચામડીથી આપણને જ્ઞાન થાય છે. ગંધ, બદબો, સુવાસ, એ **નામનું** જ્ઞાન નાક વડે આપણને થાય છે. કડવાશ, મિઠાશ, તુરાશ, ખટાશ એ ગુણવાળી વસ્તુનો જીભને અનુભવ થાય છે. ઉપર જણાવેલાં બધાં **નામ** આપણે જુદી જુદી ઇંદ્રિયોથી જાણી શકીએ છીએ. હવે આપણે બીજાં નામ લઈએ; જેવાં કે બાળપણ, સુખ, બહાદુરી, સુંદરતા, આરોગ્ય, સાચાઈ ક્રૂરતા. આ **ગુણનાં નામ** છે. કેટલાંક નામ જેવાં કે વાચન, કીર્તન, પૂજન, ચિંતન, રમત, ગમત, પાચન એ **ક્રિયાનાં નામ** છે. આ શબ્દો શું બતાવે છે? આપણે તેને કેવી રીતે જાણી શકીએ છીએ? આ નામ એવાં છે કે જે આપણી ઇંદ્રિયોદ્વારા જાણી શકાતાં નથી એટલે તેમને આપણે જોઈ શકતા નથી અથવા સ્પર્શ કરી શકતા નથી, પણ તે નામ ગુણ કે ક્રિયાને ઓળખાવે છે; તેથી આ જુદાં જુદાં નામ ઉપરથી હવે સમજાશે, કે **જે શબ્દથી પ્રાણી, પદાર્થ, ગુણ કે ક્રિયા ઓળખાય છે, તે શબ્દ નામ કહેવાય છે.**

(क) તમારી નિશાળમાં જે જે વસ્તુઓ તમે જોતા હો તેનાં નામ લખો.

(ख) ખેતરમાં કે બાગમાં જે વસ્તુઓ તમે જોઈ હોય તેનાં નામ લખો

(ग) રસ્તામાં જતાં જે વસ્તુ તમારા જોવામાં આવી હોય તેનાં નામ લખો.

(घ) જે વસ્તુ તમારા ખાધામાં આવી હોય તેનાં નામ લખો.

**૫.** નીચેના વાક્યોમાંથી નામ શોધી કાઢોઃ—

(૧) ખેડુત ચોમાસામાં ખેતી કરે છે. (૨) ગરીબ માણસને બહુ મહેનત કરવી પડે છે. (૩) મોરનાં પીંછાં સુંદર હોય છે. (૪)

મોહનના ભાઈએ તેને પાંચ રૂપીઆ આપ્યા. (૫) સાધુ પુરુષ ઈશ્વરનું ચિંતન કરે છે. (૬) બાજરી કરતાં ઘઉં મોંઘા હોય છે. (૭) પ્રતાપના શૌર્ય આગળ મોગલોનું કંઈ ચાલ્યું નહિ. (૮) સીસીમાંથી દવા ઢળી ગઈ. (૯( મંદવાડમાં માણસમાત્રનો સ્વભાવ ચીઢિઓ થઈ જાય છે. (૧૦) વાડીમાં જુદી જુદી જાતનાં શાક થાય છે. (૧૧) ગાંડો માણસ લવારો કરે છે. (૧૨) વરસાદથી અનાજ ઊગે છે. (૧૩) પક્ષીઓ માળામાં ભરાઈ જાય છે. (૧૪) હાલમાં સોનું સોંઘું છે. (૧૫) મીરાંબાઈએ ઘણો વખત ભજન અને કીર્તનમાં ગાળ્યો. (૧૬) ગંગા બહુ પવિત્ર નદી છે. (૧૭) હિમાલય ઉંચાઈમાં બધાથી ચઢિઆતો છે. (૧૮) તેલ, પ્રવાહી પદાર્થ છે. (૧૯) ક્રૂરતાથી માણસ પશુ જેવો બને છે. (૨૦) રવિવારે મગન ગાડીએ બેસી પરગામ ગયો. (૨૨) ગુજરાતની ઉત્તરે રજપુતાનાનો મુલક છે. (૨૨) જવાનસિંહે ખંજર મ્યાનમાં ઘાલ્યું. (૨૩) તમારા દાખલામાં મોટી ભૂલ છે. (૨૪) વિનોદ પાસે ભલામણનો પત્ર હતો. (૨૫) જગમોહન કાળજીથી કામ કરે છે. (૨૬) તેની રહેણીકહેણી ઠીક નથી. (૨૭) ફકીર દરરોજ નગરમાં ફરતો હતો. (૨૮) સાકરની મિઠાશ ગોળના કરતાં વિશેષ છે. (૨૯) મદારી આગળ છોકરાંનું એક ટોળું વળ્યું હતું. (૩૦) લશ્કરમાં સિપાઈને દુઃખ અને ભૂખ વેઠવાં પડે છે. (૩૧) ચંદ્રનો પ્રકાશ મનુષ્યને બહુ ગમે છે.

૬. નીચેનાં વાકયોમાં ખાલી જગાએ **નામ** મૂકો:—

(૧) તમારા——માં ચોપડી છે. (૨)——માં તાપ બહુ પડે છે. (૩)——હિંદની રાજધાની છે. (૪) અમે રાત્રે——જોવા નીકળ્યા. (૫) તે——ઉપર બેઠો. (૬) આકાશમાં——ઝગઝગે છે. (૭)——મધ બનાવે છે. (૮)——થી ઝાડ હાલ્યું. (૯) આ સુંદર——છે. (૧૦) આઠ વાગે——ઉઘડે છે. (૧૧)——બહાર ફરવા આવશે? (૧૨ રાજા——ને શિક્ષા કરે છે. (૧૩)——નો ગડગડાટ સંભળાય છે. (૧૪ મેં તેને——આપી. (૧૫) તેણે——પાસેથી દવા આણી.

(૧૬) હોશિયાર વિદ્યાર્થીને——મળે છે. (૧૭) દક્ષિણમાં——પવિત્ર નદી છે. (૧૮) હરિશ્ચંદ્ર——માટે જાણીતા છે. (૧૦) બાળક——માં બહુ વખત ગાળે છે. (૨૦) તે——હોશિયાર છે. (૨૧) ખેતરમાં ——પાક્યું. (૩૨) કેરીમાં——છે. (૨૩) સફેદ——ગમે છે. (૨૪) મગને પાંચ——લીધી. (૨૫) હવામાં——છે. (૨૭) આકાશમાં—— ઊડે છે. (૨૭) મેજ ઉપર——હતી. (૨૮) લડાઈમાં——હાર્યું. (૨૯) ગુજરાતની ઉત્તરે——છે. (૩૦)——ગરમ માલમ પડે છે

૯. જુદાં જુદાં નામ આવે એવાં બાર વાક્યો લખી લાવો.

## પાઠ ૪ થો.

### સર્વનામ

૧. જે પદાર્થ, પ્રાણી, ગુણ કે ક્રિયાની આપણે વાત કરીએ છીએ, તેને આપણે એક નામ આપીએ છીએ. આવી રીતે જુદાં જુદાં નામ હોય છે; જેવાં કે મોતીલાલ, રમણલાલ, ઘોડો, બળદ, પીપળો, આંબો, સોનું, રૂપું, મિઠાશ, કડવાશ, હિંમત, સુખ વગેરે, જ્યારે આપણે કંઈ બોલીએ છીએ કે લખીએ છીએ, ત્યારે આવાં નામનો ઉપયોગ કરીએ છીએ; પણ તે નામ વાક્યમાં ફરીને વાપરવામાં આવે છે તો તે ઠીક લાગતું નથી. દા. **છોકરો** ચાલતો હતો, પણ **છોકરાને** ઠોકર વાગવાથી **છોકરો** પડી ગયો, અને **છોકરાને** બહુ વાગ્યું. આ વાક્યમાં પ્રથમ નામ તરીકે 'છોકરો' એ શબ્દ વાપર્યો છે; પણ પછીથી ત્રણ વખત 'છોકરો' શબ્દ વાપરવાથી તે કાનને ઠીક લાગતું નથી; માટે તેને બદલે જો 'છોકરો ચાલતો હતો, પણ **તેને** ઠોકર લાગવાથી **તે** પડી ગયો, અને **તેને** બહુ વાગ્યું.' એમ બોલવાથી 'છોકરો' એ શબ્દ એકજ વાર વાપરવામાં આવ્યો છે, અને તેને બદલે **'તેને,' 'તે,'** અને **'તેને'** એમ બીજાં પદો મૂકવામાં આવ્યાં છે. એક નામ વારંવાર વાપરવા કરતાં આ રીત સરળ અને ઠીક લાગે છે.

૨. (૧) **નટુએ** કહ્યું, કે **નટુ** કાલે નિશાળે આવશે નહિ. (૨) **શાંતિએ** મહેતાજીને કહ્યું, કે **શાંતિને** રજા આપજો. (૩) જયશિખરે **રૂપસુંદરીને** કહ્યું, કે **રૂપસુંદરીએ** આવે વખતે વનમાં વાસ કરવો, **રૂપસુંદરીએ** દુઃખ સહન કરવું, અને **રૂપસુંદરીએ** બાળકને ઉછેરવું. (૪) મોહન બોલ્યો, કે **કાંતિ** વહેલો ઊઠે છે, **કાંતિ** બરાબર અભ્યાસ કરે છે, અને **કાંતિ** વખતસર હાજર થાય છે.

આ ચાર વાકયોમાં એકજ નામ ફરી ફરીને વાપરવાથી કાનને ઠીક લાગતું નથી, તેથી તેને બદલે નીચે પ્રમાણે ફેરફાર કરવો જોઈએ:-

(૧) નટુએ કહ્યું, કે **હું** કાલે નિશાળે આવીશ નહિ. (૨) શાંતિએ મહેતાજીને કહ્યું, કે **મને** રજા આપજો. (૩) જયશિખરે રૂપ-સુંદરીને કહ્યું, કે તું આવે વખતે વનમાં વાસ કરજે, તું દુઃખ સહન કરજે, અને તું બાળકને ઉછેરજે. (૪) મોહન બોલ્યો, કે કાંતિ વહેલો ઊઠે છે, **તે** બરાબર અભ્યાસ કરે છે, અને **તે** વખતસર હાજર થાય છે.

આવી રીતે **હું**' 'મને' 'તું' અને 'તે' એ પદો જુદાં જુદાં નામ માટે વાપરવાથી વાક્ય સરળ થાય છે. 'હું' નટુને માટે વાપર્યું છે; કારણ કે નટુ બોલનાર પોતે પોતાને માટે 'નટુ' ને બદલે 'હું' નો ઉપયોગ કરે છે. તેવી રીતે 'મને' શાંતિને માટે વાપર્યું છે. પ્રથમનાં બે વાકયોમાં બોલનાર પોતાને માટે 'હું' અને 'મને' વાપરે છે. ત્રીજા વાકયમાં જયશિખર રૂપસુંદરીને કહે છે, તેથી રૂપસુંદરીને બદલે 'તું' વાપરવામાં આવ્યું છે, અને ચોથા વાકયમાં મોહન કાંતિ વિષે કહે છે, પણ કાંતિ પાસે નહિ હોવાથી તેને માટે 'તે' વાપરવામાં આવ્યું છે. હું, તું, અને તે એ બધાં પદ ફરી ફરીને આવતાં નામ માટે વાપરવામાં આવ્યાં છે, તેથી તેને **સર્વનામ** કહે છે; કારણ કે બધાં **(સર્વ) નામ** માટે તે પદનો ઉપયોગ થાય છે. બોલનાર દરેક પોતાને માટે 'હું' સર્વનામ વાપરે છે. તેથી **હું પહેલા પુરુષનું સર્વ-નામ** છે. વાત કરનાર જેની સાથે બોલે છે, તેને માટે 'તું' વાપરે છે; તેથી 'તું' **બીજા પુરુષનું સર્વનામ** છે. જે પદાર્થ કે પ્રાણી આપણી

પાસે નથી અને તેને વિષે વાત કરવામાં આવે છે, ત્યારે 'તે' વાપરવામાં આવે છે, અને તેથી **'તે' ત્રીજા પુરુષનું સર્વનામ** છે.

૩. હું, તું, તે વગર બીજાં સર્વનામ છે, તે નીચે પ્રમાણે છે:—

**'કોણ** વાત કરે છે'? આ વાક્યમાં **'કોણ'** એ વાત કરનાર માણસ માટે વાપર્યું છે? તેથી 'કોણ' સર્વનામ છે. અરે! આ **શું** કર્યું? એમાં કરવાની બાબત માટે **'શું'** વાપરવામાં આવ્યું છે, તેથી 'શું' સર્વનામ છે. **જે** પ્રભુનો હુકમ પાળે છે, **તે** સુખી થાય છે. આમાં 'જે' અને 'તે' 'માણસ' ને બદલે વપરાએલાં હોવાથી **જે** અને **તે** સર્વનામ છે.

**આ** નાઠો. એમાં 'આ' નાસનાર માણસ માટે વાપરવામાં આવ્યું છે, તેથી **આ** સર્વનામ છે. **એ** હવે શું લખે છે? **'એ'** અમુક લખનાર માણસને માટે વાપરવાથી સર્વનામ છે. **પેલો** ક્યાં ગયો? આ વાક્યમાં પ્રથમ અમુક માણસની વાત થએલી છે, તેને માટે **પેલો** વાપરવાથી તે સર્વનામ છે. હું **પોતે** તે કામ કરીશ. એમાં **પોતે** બોલનારને માટે વાપરવામાં આવ્યું છે. **આપણે** એક બીજાને મદદ કરવી જોઈએ. એમાં 'આપણે' એ વાત કરનાર અને જેની સાથે તે છે તે બંને માણસને માટે વાપર્યું છે. **આપે** શા માટે તસ્દી લીધી? 'તમે'ને બદલે માન આપવા માટે **'આપ'** વપરાય છે. આવી રીતે હું, તું, તે, કોણ, શું, જે, તે, આ, પેલો, પોતે, આપણે, એ બધાં પદ **સર્વનામ** છે.

૪. નીચેનાં વાક્યોમાં નામને બદલે **સર્વનામ** વાપરો:—

(૧) એક ફકીર જંગલમાં રહેતો હતો. ફકીર બરાબર તપાસીને જોતો. એક વખત ફકીરે ઊંટનાં પગલાં જોયાં. ફકીરે વિચાર્યું, કે ઊંટ નાસીને આવેલું હશે. ઊંટની એક બાજુએ મધ હશે, એમ ફકીરે ધાર્યું. વળી ઊંટ એક આંખે કાણું હશે, એમ ફકીરે કલ્પના કરી.

(૨) મનુએ એક કેરી જોઈ. મનુને કેરી ખાવાનું મન થયું. મનુએ કહ્યું, કે કેરી સારી છે. મનુએ કેરી ખાધી.

(૩) એક રાજા હતો. રાજાને બે રાણી હતી. રાજાની રાણીનાં નામ શાંતા અને કાંતા હતાં. રાજાને શાંતા વહાલી હતી. શાંતાને વિક્રમ નામે કુંવર હતો. વિક્રમ મોટો થયો, ત્યારે રાજાએ તેને સારી તાલીમ આપી.

(૪) રામ ઉત્તમ રાજા હતા. રામે સીતાનો ત્યાગ કર્યો. રામે સીતાને ઋષિના આશ્રમમાં મોકલી. સીતાને લવ અને કુશ નામે બે દીકરા હતા. લવ અને કુશને રામ જોડે લડવું પડયું.

(૫) એક ગવૈયાને મેં જોયો. ગવૈયો સારૂં વગાડતો હતો. ગવૈયાના ગાવાથી ઘણા લોકો ભેગા થયા. લોકોએ ગવૈયાને પૈસા આપ્યા પછી લોકોએ ગવૈયાને કહ્યું, કે ગવૈયા, ખાઈ પી આનંદ કરજે.

(૬) ચીમન પાસે મોટર હતી. ચીમને મોટર વસનજીને આપી. વસનજી મોટર લઈ સહેલ કરવા ગયો. રસ્તામાં મોટર અટકી પડી. વસનજીએ મોટરને દુરસ્ત કરાવી. મોટર ચીમનને પાછી આપી.

(૭) રામો ખેડુત છે. રામાએ ખેતર ખેડયું હતું. રામાના ખેતરમાં પાક ઠીક થયો. રામાએ પાકને બજારમાં વેચ્યો. રામાને પાક વેચવાથી સારો નફો થયો.

(૮) અલાઉદ્દીન ખીલજી દિલ્હીનો પાદશાહ હતો. અલાઉદ્દીને અલફખાનને ગુજરાત જીતવા મોકલ્યો. અલફખાને ગુજરાતની રાજધાની પાટણ લીધું. પાટણમાંથી કરણ નાસી ગયો. કરણ દક્ષિણમાં નાઠો. અલાઉદ્દીને કરણની દીકરી દેવળદેવીને લેવા લશ્કર મોકલ્યું.

(૯) આ ચોપડી કાંતિની છે. કાંતિએ ચોપડીના છ આના આપ્યા. કાંતિ ચોપડી વાંચતો નથી. કાંતિ ચોપડી વેચી દેશે.

૫. નીચેનાં વાકયોમાંથી **સવનામ** શોધી કાઢો:--

(૧) મેં પોતે તેને એક ચોપડી આપી હતી. (૨) આપણે દરરોજ વખતસર કામ કરવું. (૩) તમે બહાર ફરવા જાઓ છો?

(૪) કેટલાક માણુસો આળસુ હોય છે, તેથી તેઓ બરાબર કમાતા નથી. (૫) છોકરાએ પોતાના પૈસા પેટીમાં મૂકી તેને તાળું માર્યું. (૬) તમે, તે, અને હું બધા આજે મંદિરમાં જઈશું. (૭) જો કુતરાને પાળીએ, તો તે આપણા ઘરની ચોકી કરે છે. (૮) સિંહે ગુલામને જોયો, પણ તેણે તેને ઈજા કરી નહિ. (૯) છોકરો શું કહે છે, તે સમજાતું નથી. (૧૦) આજે તમારી પાસે કોણ આવ્યું હતું? (૧૧) સર્વને પૈસા બહુ ગમે છે, પણ કોઈ કોઈ તો તેનો ત્યાગ પણ કરે છે. (૧૨) ટપાલી પાસે બહુ કાગળ હતા, તોપણ તેણે તે જલદીથી વહેંચી દીધા. (૧૩) કેટલાક માણસોએ એક આંધળા ભિખારીને ગાતાં જોયો. તેનો કંઠ મધુર હતો. તેને તેમણે પૈસા આપી રાજી કર્યો. (૧૪) જ્યાંસુધી તું ચિત્ત દઈ કામ કરીશ, ત્યાંસુધી તને હરકત પડશે નહિ. (૧૫) તમે કેમ બૂમ પાડી? તમને કંઈ બીક લાગે છે? (૧૬) કોઈ પૈસાદાર હોય છે, અને કોઈ ગરીબ માલમ પડે છે. (૧૭) પેલો શું કરશે, તે તમે જાણો છો? (૧૮) એવો કયો માણુસ હોય, કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે, ત્યારે કપાળ ધોવા જાય! (૧૯) આપણે બધા વગરવિચાર્યું કંઈ કરીશું નહિ. (૨૦) શેઠ પોતે બજારમાં શાક લેવા જાય છે. (૨૧) જેવો તેનો દાબ, તેવો તેને ફાયદો. (૨૨) આપે આવા કામમાં ચિત્ત ઘાલવું જોઈએ. (૨૩) ફળ લઈ કોણ નાઠું? તે પેલો જાય. (૨૪) તમારા વર્તન ઉપર આખા કુટુંબના સુખનો આધાર છે. (૨૫) હવે હરકોઈ ફાવે તેમ બોલે છે. (૨૬) કોણ આવ્યું છે? (૨૭) મને તેની કંઈ ખબર નથી. (૨૮) કેટલાકને આ વાત રુચતી નથી, પણ અમે તો તે કરીશું. (૨૯) તમારી પોતાની ગાડી ક્યાં છે? (૩૦) જે માણસે તમને ઠગ્યા હતા, તે હવે પરગામ ગયો છે.

૬. સર્વનામ આવે એવાં દસ વાક્યો લખો.

# પાઠ ૫ મો

## વિશેષણ

**૧.** 'છોકરો જાય છે.' એમાં 'છોકરો' નામ છે, અને 'જાય છે' એ ક્રિયાપદ છે; પણ તે ઉપરથી આપણે છોકરા વિષે કંઈ વધારે જાણતા નથી. તે કેવો છે, મોટો કે નાનો, તથા જાડો કે પાતળો તે માત્ર 'છોકરો' એ નામ ઉપરથી સમજાતું નથી; તેથી તે કેવો છે એ જાણવા માટે તેની સાથે બીજો શબ્દ મૂકવામાં આવે છે.

| | |
|---|---|
| ૧. છોકરી વાંચે છે. | ૧. **નાની** છોકરી વાંચે છે. |
| ૨. પક્ષી ગાય છે. | ૨. **બે** પક્ષી ગાય છે. |
| ૩. ગાય ચરે છે. | ૩. **લાલ** ગાય ચરે છે. |
| ૪. ઘોડો દોડતો જાય છે. | ૪. **પેલો** ઘોડો દોડતો જાય છે. |
| ૫. દૂધ ઢળી ગયું. | ૫. **ઘણું** દૂધ ઢળી ગયું. |
| ૬. કેરી પડી. | ૬. **પાકી** કેરી પડી. |

'છોકરી વાંચે છે' એમાં છોકરી **કેવી** છે તે જણાતું નથી, તેથી 'નાની' શબ્દ તેની આગળ મૂકવામાં આવ્યો છે. છોકરી **કેવી** છે તે 'નાની' શબ્દથી સમજાય છે. નાની છોકરી વાંચે છે. એ વાક્યમાં પહેલાંના કરતાં છોકરી સંબંધી વધારે જાણવાનું મળે છે. તેવી રીતે 'પક્ષી ગાય છે' એમાં 'બે પક્ષી' લખવાથી **કેટલાં** પક્ષી ગાય છે તે સમજાય છે. 'ગાય ચરે છે' એમાં 'લાલ ગાય' લખવાથી **કેવી જાતની** ગાય ચરે છે એ સ્પષ્ટ થાય છે. 'ઘોડો દોડતો જાય છે' 'એમાં **કયો** ઘોડો' એનું જ્ઞાન 'પેલો' એ શબ્દથી મળે છે, એટલે ઘોડાનો અર્થ વધારે જાણવામાં આવે છે. તેવી રીતે 'ઘણું દૂધ' 'પાકી કેરી' જેવા શબ્દોમાં 'ઘણું' અને પાકી' શબ્દથી દૂધ અને કેરીની માહીતી **વિશેષ** મળે છે. ત્યારે 'નાની,' 'બે,' 'લાલ,' 'પેલો,' 'ઘણું,' 'પાકી,' એ શબ્દો નામ

સાથે સંબંધ ધરાવી તેના **અર્થમાં** વધારો કરે છે, એટલે તે તેમનો **વિશેષ અર્થ** બતાવે છે. હવે એ ઉપરથી એ નિયમ નીકળે છે, કે **જે શબ્દ નામના અર્થમાં વધારો (વિશેષ અર્થ) બતાવે છે, તે વિશેષણ કહેવાય છે.** જે નામનો તે વિશેષ અર્થ બતાવે છે, તેને **વિશેષ્ય** કહે છે. નાની છોકરી એમાં **'નાની' વિશેષણ** અને **'છોકરી' વિશેષ્ય** છે. કેટલીક વખત વિશેષણ નામની પછી આવે છે; જેમકે નદીનું પાણી **ચોકખું** છે. શિઆળામાં ખોરાક **મીઠો** લાગે છે. વનનો રાજા સિંહ **ઉદાર** હોય છે. આ ચોપડી ગંદી છે.

૨. નીચેનાં વાક્યોમાંથી **વિશેષણ** અને **વિશેષ્ય** બતાવો:—

(૧) નર્મદા મોટી નદી છે. (૨) તેણે જાડી ભેંસ લીધી. (૩) ચાર કાગળ આપો. (૪) છગને કાચી કેરી લીધી. (૫) આ રૂપાળું રમકડું છે. (૬) ઝાઝી કીડી સાપને તાણે. (૭) નાનાં છોકરાંએ થોડાં જામફળ ખાવાં. (૮) અકબર ડાહ્યો તથા બહાદુર રાજા હતો. (૯) નિશાળમાં વીસ છોકરીઓ છે. (૧૦) તેણે ઘણાં બોર લીધાં. (૧૧) શિઆળામાં બહુ ટાઢ પડે છે. (૧૨) વાઘ વિકરાળ પ્રાણી છે. (૧૩) કુતરાની પુછડી વાંકી રહે છે. (૧૪) મૂર્ખ માણસ ઉતાવળીઓ હોય છે. (૧૫) ચાર લુટારૂઓએ તેને ખૂબ મારી બધો પૈસો લઈ લીધો. (૧૬) બેદરકાર છોકરો વર્ગમાં પાછળ રહે છે. (૧૭) હોશિયાર કારીગર ઘણોખરો આળસુ હોય છે. (૧૮) તેના મોટા ભાઈ પાસે એક સુંદર પોપટ હતો. (૧૯) ગરીબ લોકો સંતોષી અને માયાળુ હોય છે. (૨૦) ઉનાળાના સખત તાપમાં તળાવમાં થોડું પાણી હોય છે. (૨૧) ડાહ્યા માણસો વખતનો સારો ઉપયોગ કરે છે. (૨૨) બાગમાં સુંદર પક્ષી બોલે છે. (૨૩) નવરાત્રીમાં મધુર ગીત સાંભળવામાં આવે છે. (૨૪) વિશ્વામિત્રે ઘણું તપ કર્યું. (૨૫) ચોમાસામાં ઢોરને લીલું ઘાસ મળે છે. (૨૬) શિઆળે શીતળ વા વાય. (૨૭) કાશી ઘણું પવિત્ર સ્થળ છે. (૨૮) મુંબઈ મોટું બંદર છે. (૨૯) અંધારી રાતે

તારા ઝગઝગે છે. (૩૦) લીલો રંગ ગમે છે.

**૩. નીચેની ખાલી જગામાં વિશેષણ મૂકો:—**

(૧) ઘરને——ઓરડા છે. (૨)——રાજા રૈયતનું રક્ષણ કરે છે. (૩) અમદાવાદ——શહેર છે. (૪) તેણે——લુગડાં પહેર્યાં છે. (૫) સિદ્ધરાજ——રાજા હતો. (૬) ગાય એ——પ્રાણી છે. (૭) તે છોડીનું ગાયન——છે. (૭) શિઆળામાં——કપડાં પહેરવાં જોઈએ. (૯)——માણસ બીજાને મદદ કરે છે. (૧૦) તે——વાગે સ્ટેશને ગયો. (૧૧)——છોકરો દોડે છે? (૧૨) તમે કેવા——છો? (૧૩ કરણ——હતો. (૧૪) બાગમાં——ફૂલ છે. (૧૫) ખેતર——લાગે છે. (૧૬) સિંહનો સ્વભાવ——હોય છે. (૧૭) આ કોયલ કેવા——અવાજથી ટહુકે છે? (૧૮)——ગંગામાં જાત્રાળુ નહાય છે. (૧૯)——ચોપડી તેણે નાખી દીધી. (૨૦)——છોકરાં શિક્ષકને વહાલાં હોય છે. (૨૧)——રંગ આંખને ગમે છે. (૨૨)——પાણી પીવું. (૨૩)——શાહીના ડાઘ પડયા છે. (૨૪) સુરત——શહેર છે. (૨૫) હિમાલય——પર્વત છે. (૨૬) તેણે——કપડાં પહેર્યાં છે. (૨૭) ઉનાળામાં——ઝાડ માલમ પડે છે. (૨૮)——કાંતિ——કવિતા વાંચે છે. (૨૯) કરણે——દુઃખ વેઠયું. (૩૦) માધવ——માણસ હતો.

૪. ગરમ, સુંવાળું, હલકું, ગરીબ, ઉંચું, ઉદાર, અજવાળી, નાનો, દુર્ગંધવાળો, થોડું, ધોળું, બીકણ, મહેનતુ, ચોકખું, વાંકું, આનંદી, ઘરડાં, ખૂબસુરત, સુખી, આ વિશેષણથી ઉલટા અર્થવાળાં વિશેષણ શોધી કાઢી તે દરેકનું એકેક વાકય બનાવો.

૫. વિશેષણ આવે એવાં દસ વાકય લખો.



# પાઠ ૬ ટ્ઠો

---

## ક્રિયાવિશેષણ

**૧.** જેવી રીતે નામનો વિશેષ અર્થ વિશેષણથી જણાય છે, તેવી રીતે ક્રિયાપદનો પણ વિશેષ અર્થ અમુક શબ્દ તેની પહેલાં મૂકવાથી બતાવી શકાય છે. દા. નદીનું પાણી વહે છે. એમાં 'વહે છે' એ ક્રિયાપદ છે; પણ એ વહેવાની ક્રિયા કેવી રીતે થાય છે તે કંઈ જણાતું નથી. હવે જો નદીનું પાણી **ધીમેથી** વહે છે એમ કહેવામાં આવે, તો વહેવાની ક્રિયા **કેવી રીતે** થાય છે તે સમજાય છે.

| | |
|---|---|
| ૧. છોકરૂં ખાય છે. | ૧. છોકરૂં **ઉતાવળે** ખાય છે. |
| ૨. ઝાડ પડયું. | ૨. ઝાડ **એકદમ** પડયું. |
| ૩. મગન નાસી ગયો. | ૩. મગન **હમણાં** નાસી ગયો. |
| ૪. ચકલી ચીં ચીં કરે છે. | ૪. ચકલી **બહુ** ચીં ચીં કરે છે. |
| ૫. ભિખારી ઊંઘી ગયો. | ૫. ભિખારી **ઘસઘસાટ** ઊંઘીગયો |
| ૬. તમે બેસો. | ૬. તમે **નીચે** બેસો. |

**૨.** છોકરૂં ખાય છે.' એમાં 'ખાય છે' એ એકલા શબ્દથી ખાવાની ક્રિયા કેવી રીતે થાય છે તે માલમ પડતું નથી; પણ 'ઉતાવળે' એ શબ્દ વડે તે **કેવી રીતે** ખાય છે તે જણાય છે. પ્રથમના કરતાં બીજા વાકયથી ક્રિયાપદના અર્થમાં વધારો થાય છે. 'ઝાડ પડયું' તેમાં **કેવી રીતે** 'ઝાડ પડયું' તે સ્પષ્ટ સમજાતું નથી; પણ 'એકદમ પડયું' એમ કહેવાથી કેવી રીતે પડવાની ક્રિયા થઈ તે તરત સમજાય છે, અને તેથી આપણે પડવાની ક્રિયા વિષે વધારે સારી રીતે જાણીએ છીએ. તેવીજ રીતે 'મગન હમણાં નાસી ગયો' એમાં હમણાં શબ્દથી **કયારે** નાસવાની ક્રિયા થઈ તે જણાય છે. 'ચકલી ચીં ચીં કરે છે' તેમાં ચીં ચીંની ક્રિયા સંબંધી કંઈ વધારે માલમ પડતું નથી; પણ જ્યારે

